અત્તબલીગ નં. ૨૪



# ઈલ્મુલ અવ્વલીન



—: અનુવાદક અને પ્રકાશક :—

જનાબ મોલવી અહમદ હાજી આરેફ અશરફ

મોહતમીમ, મદરસએ અશરફીયા રાંદેર.


આવૃત્તિ ૨જી } આ પત્રિકા મુસ્લિમ-ગુજરાત પ્રેસમાં, અબદુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદે છાપી. સુરત. { સને ૧૯૨૯
પ્રત ૧૦૦૦ ૧૩૪૮ હી.




મરહુમ ઈસમાઈલ ઈસહાક પટેલના સવાબને માટે

بسم اللہ الرحمن الرحیم
نحمدہ ونصلّی علیٰ رسولہ الکریم

મારા ઉસ્તાદ હઝરત મૌલાના સૈયદ અસગર હુસેન સાહેબ (દેવબંદી)ના ઉરદુ રીસાલા ઇલમુલ અવવલીન ઉપરથી ગુજરાતી તરજુમો કર્યો છે. ખુદાપાક એ મારા અદના તરજુમાને મકબુલ ફરમાવે ને લોક ઉપયોગ કરે, આમીન.

ખાકસાર,

અહમદ હાજી આરેફ અસરફ, રાંદેર.

# સૌથી પહેલા..........નું જ્ઞાન.

સવાલ-સૌથી પહેલાં ખુદાતઆલાએ કઇ ચીજને પયદા કરી ?

જવાબ-હઝરત રસુલુલ્લાહ (સલ.)ના નુર મુબારકને.

સવાલ-આં હઝરત (સલ૦)ના નુર મુબારક પછી સૌથી પહેલાં કઇ વસ્તુ પયદા કરી ?

જવાબ-કલમને.

સવાલ-સૌથી પહેલાં કુરઆન શરીફની કઇ સુરત ઉતરી ?

જવાબ-સૂરએ અલક એટલે એકરા બિસ્મેરબ્બેકલ્લ લઝી ખલક.

સવાલ-સૌથી પહેલાં દુન્યામાં કયું ઝાડ ઉત્પન્ન કર્યું ?

જવાબ-ખજુરીનું ઝાડ.

સવાલ-લોહે મહફૂઝમાં ખુદા તઆલાએ સૌથી પહેલાં શું લખ્યું ?

જવાબ-બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.

સવાલ-જમીનનો કયો ભાગ પહેલાં પયદા કરવામાં આવ્યો ?

જવાબ-જ્યાં ખાનએ કઅબા છે.

સવાલ-સૌથી પહેલાં ચહેલ હદીસ કોણે એકઠી કરી અને લખી ?

જવાબ-હઝરત અબ્દુલ્લાહ બિન મુબારકે (રદી૦)

સવાલ-સૌથી પહેલાં શરીઅતના હુકમોની (કીતાબ) જડ કોણે તૈયાર કરી ?

જવાબ-હઝરત ઇમામ શાફિઇ રહમતુલ્લાહ અલયહે.

સવાલ-સૌથી પહેલાં સૂફીનો ખિતાબ કોને મળ્યો છે ?

જવાબ-હઝરત અબૂ હાશિમને (રદી.)

સવાલ—સૌથી પહેલાં હદીસના ઇલમમાં કોણે પુસ્તક રચ્યું ?

જવાબ—હઝરત ઇબ્ને જરીહ મુહદદિસે (રદી.)

સવાલ—કુરઆન શરીફના ફઝાએલ બાબત સૌથી પહેલાં કોણે પુસ્તક રચ્યું ?

જવાબ—હઝરત ઇમામ શાફેઇએ (રદી.)

સવાલ—કયામતના દિવસે સૌથી પહેલાં કબરથી કોણ ઉઠશે ?

જવાબ—હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ.).

સવાલ—હઝરત આદમ (અલ૦) પછી સૌથી પહેલાં લખવું કોણે આરંભ્યુ ?

જવાબ—હઝરત ઇદરીસ પેગંબરે (અલ૦)

સવાલ—સીવવું પ્રથમ કોણે શરૂં કર્યું ?

જવાબ—હઝરત ઇદરીસ અલયહિસ્સામે.

સવાલ—સૌથી પહેલાં દોઝખનો પોશાક કોને પહેરાવવામાં આવશે અને દોઝખમાં સૌથી પહેલાં કોણ દાખલ થશે ?

જવાબ—શયતાન.

સવાલ સૌથી પહેલાં કોનાથી હિસાબ લેવાશે ?

જવાબ—હઝરત જીબ્રઇલ અલયહિસ્સાલામથી.

સવાલ—સૌથી પહેલાં જન્નતમાં કોણ દાખલ થશે ?

જવાબ—હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ૦)

સવાલ—હઝરત આદમે (અલ૦) જન્નતમાં જઇ સૌથી પહેલાં શું ખાધું હતું ?

જવાબ—દ્રાક્ષ.

સવાલ–જન્નતમાં મુસલમાનોને પ્રથમ શું ખવડાવવામાં આવશે ?

જવાબ–માછલીના જીગરના કબાબ અને પછી દ્રાક્ષ.

સવાલ–દુન્યામાં સૌથી પહેલાં ધર્તિકંપ ક્યારે થયો ?

જવાબ–જ્યારે આદમ (અલ૦)ના પુત્ર કાબિલે હાબિલને કત્લ કર્યો.

સવાલ–સૌથી પહેલાં બાંગ કોણે આપી ?

જવાબ–હઝરત બિલાલે (રદી૦.)

સવાલ–સૌથી પહેલાં ખુદાની રાહમાં જીહાદ કરવા સારૂ તરવાર કોણે કાઢી ?

જવાબ–ઝુબેર બિન અવ્વામે (રદી૦.)

સવાલ–શરાબ અને રાગ વાજનની શરૂઆત પ્રથમ કોનાથી થઇ ?

જવાબ–શયતાનથી.

સવાલ–ખુદા થવાનો દાવો પ્રથમ કોણે કર્યો ?

જવાબ–નમરૂદે.

સવાલ–સૌથી પહેલાં યહયા નામ કોનું થયું ?

જવાબ–હઝરત ઝકરિયા પયંગમ્બર (અલ૦)ના પુત્ર હઝરત યહયાનું (રદી૦.)

સવાલ–મુસલમાનોમાં સૌથી પહેલાં કોના જનાઝા ઉપર તાબુત બનાવવામાં આવ્યું ?

જવાબ–હઝરત રસુલુલ્લાહ (સલ૦)ની પુત્રી હઝરત ફાતેમા (રદી૦)ના જનાઝા પર.

સવાલ–મસીદમાં સૌથી પહેલાં દીવો કોણે સળગાવ્યો ?

જવાબ–હઝરત તમીમદારી (રદી૦) નામના સહાબીએ.

સવાલ–સૌથી પહેલાં હઝરત રસુલુલ્લાહે (સલ૦) કોની સાથે નિકાહ કર્યો ?

જવાબ–હઝરત ખદીજાથી (રદી૦.)

સવાલ–મસ્જીદમાં પ્રથમ મહેરાબ કોણે બનાવી ?

જવાબ–હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે (રદી૦)

સવાલ–દુન્યામાં સૌથી પહેલાં હઝરત રસુલે ખુદા (સલ૦) પર કોણ ઇમાન લાવ્યું ?

જવાબ–હઝરત ખદીજા (રદી૦.)

સવાલ–પુરૂષોમાં સૌથી પહેલાં ઇસલામ કોણે સ્વીકાર્યો ?

જવાબ–હઝરત અબુ બકર સિદ્દીકે (રદી૦.)

સવાલ–બાળકોમાંથી સૌથી પહેલાં કોણે ઇસલામ સ્વિકાર્યો ?

જવાબ–હઝરત અલીએ (રદી૦)

સવાલ–કુરઆન શરીફમાં સૌથી પહેલાં કોણે નુકતા લગાડયા ?

જવાબ–હઝરત હજ્જાજ બિન યુસુફે (રદી૦,)

સવાલ–ખાનએ કઅબા પર ગિલાફ કોણે નાખ્યો ?

જવાબ–હઝરત તુબ્બઅ (રદી૦) નામના બાદશાહે.

સવાલ–શયતાન પછી સૌથી પહેલાં કોણ દોઝખમાં (નર્કમાં) જશે.

જવાબ–જે માણસ હમેંશ ગીબત (નિંદા) કરતાં કરતાં મરી જાય.

સવાલ–બાંગ દેવા માટે સૌથી પહેલાં મિનારો કોણે બનાવ્યો ?

જવાબ–હઝરત મોઆવ્યા (રદી૦]ના હુકમથી સલ્મા [રદી૦]એ બનાવ્યો.

સવાલ–મદીના શરીફમાં આવ્યા પછી આં હઝરત [સલ૦]ની સાથે આવેલા લોકોમાંથી સૌથી પહેલાં કોણે પ્રાણ ત્યાગ કર્યો?

જવાબ–હઝરત ઉસમાન બિન મતઉને [રદી૦.]

સવાલ–હઝરત રસુલુલ્લાહ [સલ૦]ને ત્યાં પ્રથમ કયું બાળક અવતર્યું [જનમ્યું] અને કયાં અને કોના પેટે અવતર્યું?

જવાબ–નબુવ્વતથી પહેલાં મકકામાં હઝરત ખદીજા [રદી૦]થી હઝરત અબ્દુલ્લાહ [રદી૦] જન્મ્યા.

સવાલ–ફિકેહના મસલાઓનું પુસ્તક પ્રથમ કોણે રચ્યું?

જવાબ–હઝરત ઇમામ અઅઝમ અબુ હનીફાએ [રદી૦.]

સવાલ–મદીના શરીફમાં આવ્યા પછી સૌથી પહેલાં હિજરત કરવાવાળાઓમાં કયું બાળક જન્મ્યું?

જવાબ–હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર (રદી૦]

સવાલ–સૌથી પહેલાં હઝરત અબુ બકર [રદી૦] અને હઝરત ઉમર [રદી૦]ને નઠારા કહેવું કોણે શરૂ કર્યું?

જવાબ–અબ્દુલ્લાહ બિન સબા નામના મુનાફિક યહુદીએ.

સવાલ–હઝરત અલી [રદી૦ થી સૌથી પહેલા કોણે બયઅત કરી?

જવાબ–હઝરત તલહા બિન અબીદલ્લાહે (રદી.)

સવાલ–ઇમાન પછી સૌથી પહેલાં ઉમ્મતે મહંમદ (સલ.) પર શું ફરજ થયું?

જવાબ–નમાઝ.

સવાલ–સૌથી પહેલાં દુન્યામાં ઘઉં કોણે વાવ્યા [રોપ્યા.]?

જવાબ–હઝરત આદમે.(અલ.)

સવાલ–વણવું પ્રથમ કોણે શરૂ કીધું?

જવાબ–હઝરત આદમે (અલ.)

સવાલ—કીમીઆનું જ્ઞાન અને એને લાગતી વાતોની તહકીક પ્રથમ કોણે કરી?

જવાબ—હઝરત મોઆવ્યા (રદી.)ના પૌત્ર હઝરત ખાલિદ બિન યઝીદે (રદી.)

સવાલ—માંપવું અને જોખવું [તોળવું] વગેરે પ્રથમ કોણે કાઢયું ?

જવાબ—હઝરત ઇદરીસે [અલ.]

સવાલ—દુન્યામાં સૌથી પહેલાં ઝુલમથી કોણ કત્લ થયા?

જવાબ—હઝરત આદમ(અલ.)ના પુત્ર હાબિલ પચાસ વર્ષની વયે [ઉમરે] કત્લ થયા.

સવાલ—કુરઆન શરીફને પ્રથમ મુસહફ (તે કિતાબ જેમાં રિસાલાઓ સહીફાઓ એકઠાં કર્યા હોય) કોણે ફરમાવ્યું?

જવાબ—હઝરત અબુ બકર સિદદીકે (રદી૦)

સવાલ—અલ્લાહની રાહમાં સૌથી પહેલાં કુરબાની કોણે કરી ?

જવાબ—હઝરત ઇબરાહીમે (રદી૦)

સવાલ—કયામતમાં ખુદા તઆલા સૌથી પહેલાં કોના પર નજર કરશે?

જવાબ—જે દુન્યામાં આંધળો હોય અને સબર શુકરથી ઉમર ગુજારે.

સવાલ—ખાનએ કઅબા પર જુનું ગિલાફ ઉતરી નવું ચઢાવવું કોણે શરૂ કર્યું?

જવાબ—હઝરત ઓઆવ્યાએ (રદી૦)

સવાલ—હઝરત રસુલે ખુદા (સલ૦)ના મદીના શરીફ આવ્યા પછી પ્રથમ અનસારમાં (મદદગારમાં)થી કયું બાળક જન્મ્યું?

જવાબ—હઝરત નોઅમાન બિન બશીર (રદી૦),

સવાલ—કાંતવું પ્રથમ કોણે શરૂ કર્યું !

જવાબ—હઝરત હવ્વાએ.

સવાલ—સૌથી પહેલાં દીનાર (એક સિક્કો) બનાવી કુરઆન શરીફની આયતો તેના પર કોણે લખી?

જવાબ—હઝરત અબ્દુલ મલિક બિન મરવાને [રદી૦.]

સવાલ—હઝરત રસુલુલ્લાહ [સલ૦] એ પ્રથમ કઇ જગ્યાએ જુમાની નમાઝ અદા કરી?

જવાબ—મદીના શરીફમાં આવ્યા પછી કબીલએ બની સાલિમ બિન ઓફમાં પઢી અને એજ ઠેકાણે સહાબાઓને ખુત્બો સંભળાવ્યો.

# લોકોપયોગી જરૂરી મસલાઓ.

## પવિત્રતા, અપવિત્રતા અને નમાઝ વઝુ વિષેના મસલાઓ.

સવાલ–વઝુ કર્યા પછી રૂમાલ વિગેરેથી બદન લુછી સુકવવું જાએઝ છે કે નહિ?

જવાબ–જાએઝ છે.

સવાલ–નાહયા પછી વઝુ કરવું જરૂરી છે કે જે નાહતી વેળા કર્યું હતું, તેજ ચાલી શકે?

જવાબ–ફરીથી વઝુ કરવાની જરૂર નથી.

સવાલ–નિંદ્રાવસ્થામાં જે પાણી મુહથી નીકળી [લાળ] કપડાઓને લાગે છે તે પાક છે કે નાપાક?

જવાબ–પાક [પવિત્ર] છે પરંતુ તેમાં લોહી કે પિળાશ માલુમ પડે તો નાપાક છે.

સવાલ–જે માણસને ગુસલ [નાહવું]ની હાજત હોય તેનો પરસેવો પાક છે કે નાપાક છે?

જવાબ–પાક છે.

સવાલ–પુરૂપ અને બાળકના પેશાબમાં કંઇ ફરક છે કે નહિ?

જવાબ–નાપાકીમાં [અપવિત્રતામાં] બંને સરખાં છે.

સવાલ–કપડાંઓને એક છેડે નાપાકી લાગી પણ ક્યાં લાગી તેનો ખ્યાલ રહયો નહિં-ત્યારે શું કરવું જોઇએ?

જવાબ–જે જગ્યાએ વધુ શક આવે તેટલી જગા ધોઇ નાખવી.

સવાલ–તરાવીહમાં અગર ના બાલગ (જવાનીએ નહિ પહોંચ્યો એવો) ને ઇમામ બનાવવામાં આવે તો જાયઝ છે કે નહિ?

જવાબ–સહીહ કોલ છે કે જાયઝ નથી.

સવાલ–ઇમામ અગર ફેંટો ન બાંધે તો નમાઝમાં કોઇ નુંકસાન થાય છે કે નહિ?

જવાબ–બિલકુલ નહિ.

## ખાવા પીવા બાબતના મસલાઓ.

સવાલ–બહુ ગરમ ખાવું જાયઝ છે કે નહિ?

જવાબ–મકરૂહ છે, પરંતુ જે ચીજ ટાઢી થઇ જવાથી લજજત જતી રહે, તેને ગરમ ઉપયોગમાં લેવુ મકરૂહ નથી, દાખલા તરીકે ચાહ [પીવાની.]

સવાલ–તાડી અગર મુદ્દત સુધી રાખી મૂકવામાં આવે અને સરકો બની જાય તો શું તેને ખાવું જાએઝ છે કે નહિ?

જવાબ–જાયઝ છે.

સવાલ–ખાવાનુ અગર સડી જાય [ઉતરી જાય] તો તેને ખાવું જાએઝ છે કે નહિ?

જવાબ–અગર ગંધ આવી તેમાં ફેરફાર થઇ જાય તો તેને ખાવું હરામ છે. પણ સહેજ ફેરફાર હોય તો તેને ખાવું જાયઝ છે.

સવાલ–ઉઘાડા માથે ખાવું જાયઝ છે કે નહિ?

જવાબ–જરૂર વગર એમ થવું ન જોઇએ જોકે જાયઝ છે.

સવાલ—કેટલાંક લોકો કહે છે કે રોટલી ઉપર વાસણ મૂકવું અને રોટલીથી હાથ સાફ કરવું જાયઝ નથી.

જવાબ—બેશક મકરૂહ છે.

સવાલ—કેટલાક લોકોથી સાંભળ્યું છે કે પાનમાં ચુનો ખાવે હરામ છે.

જવાબ—તેઓનું કહેવું દુરસ્ત નથી. વગર નાપસંદ જાયઝ છે.

સવાલ—કોઇ હરામ ચીજ દવા તરીકે ખાવી જાયઝ છે કે નહિ?

જવાબ—જાયઝ નથી, પરંતુ કોઇ કુશળ હકીમ કહે એ ચીજ વગર આરામ થશે નહિ તોજ વાપરવા છૂટ છે.

સવાલ—સાપનુ ગોસ્ત [માંસ] અને કીડાઓને મારી ભુકી બનાવી દવામાં ખાવું જાયઝ છે કે નહિ?

જવાબ—એ ખાવું જાયઝ નથી, જો કે પાક છે મગર એનું લેપ બનાવી શરીરે લગાડી નમાઝ પડે તો જાયઝ છે.

સવાલ—તે દુધ ગાય ભેંસ વગેરે બચ્ચું જણ્યા પછી આપે છે એ ખાવું જાયઝ છે કે નહિ?

જવાબ—જાયઝ છે.

સવાલ—એક ગાયને ઝુબ્હ કરી તેના પેટમાંથી બચ્ચું જીવતું નીકળ્યું તો બચ્ચાંને શું કરવું જોઇએ?

જવાબ તે બચ્ચાંને પણ ઝુબ્હ કરી ખાઇ લેવું જોઇએ.

સવાલ—અગર કોઇ ગાય કે બકરી વિગેરેને ઝુબ્હ કરે અને તેના પેટમાંથી મરેલું બચ્ચું નીકળે તો તે ગાય કે બકરીનું માંસ ખાવું જાયઝ છે કે નહિ?

જવાબ—જાયઝ છે, ફકત મરેલાં બચ્ચાને ફેંકી દેવું જોઇએ.

સવાલ—ઓરત [સ્ત્રી] અગર કોઇ જનાવરને કાપે[ઝુબ્હ કરે] તો જાયઝ છે કે નહિ?

જવાબ—સ્ત્રીનું ઝુબ્હ કરેલું પણ હલાલ છે.

સવાલ—અગર સાત માણુસ એકજ ગાય ખરીદીને કાપે અને છ માણુસ કુરબાનીની નિય્યત કરે અને એક માણુસ અકીકાની [નિય્યત] કરે તો જાયઝ છે કે નહિ?

જવાબ—દુરૂસ્ત છે.

## બીજા કેટલાં જુદા જુદા મસલાઓ.

સવાલ—સોના ચાંદીના બટન [બોરીઆં] પુરૂષોને ઘાલવાં [પહેરવા] જાયઝ છે કે નહિ?

જવાબ—જાયઝ છે.

સવાલ—પુરૂષોને કોઇ તરેહના ઘરેણાં પહેરવું દુરૂસ્ત છે કે નહિ?

જવાબ—પુરૂષોને ફકત ચાંદીની અંગુઠી [વીંટી] જેનો વજન સાડા ચાર માસથી વધારે ન હોય તે જાયઝ છે.

સવાલ—અગર ધોબીએ કોઇ બીજા વસ્ત્રો બદલી આપ્યા અને જો કે પતો ચલાવતાં પણ માલમ પડે નહિ કે કોના કપડાં [લુંગડાં] છે તો શું કરવું જોઇએ?

જવાબ—જો તે લુગડાં તમારા લુગડાંની કિંમત બરાબર હોય અથવા તે કરતાં ઓછી કિંમતના છે તો વાપરવું જોઇએ અને જો એથી વધારે કિંમતના હોય તો વાપરવું જોઇએ નહિ—લેવું જોઇએ નહિ.

સવાલ—જો કોઇ માણુસે ચોરી કરેલાં લુગડાં અમને લાવી વેચી દીધા અને અમને ખબર ન હતી કે એ લુગડાં ચોરી કરેલાં છે તો ગુનોહ થશે કે નહિ અને નમાઝ વગેરે એ લુગડાંથી દુરૂસ્ત છે કે નહિ?

જવાબ-ખરીદનાર જો એ વાતથી બે ખબર [અંજાણ] હોય તો તેને ગુનોહ થશે નહિ અને તેની નમાઝ વગેરે પણ સહીહ ગણાશે.

સવાલ-મરી ગએલા જાનવરને ચમારને વેચવું જાયઝ છે કે નહિ ?

જવાબ-કદી પણ જાયઝ નથી.

સવાલ-ના મહરમ અને અંજાણી [ગેર] સ્ત્રીનો અવાજ સાંભળવો જાયઝ છે કે નહિ ?

જવાબ-જરૂરતના વખતે જાયઝ છે વગર જરૂરે નહિં.

સવાલ-ઓરત [સ્ત્રી]ને પોતાના પીર કે મુરશદથી પરદો કરવો વાજીબ છે. કે નહિ ?

જવાબ-વાજીબ છે.

સવાલ-જો કોઇ માણુસ ભુલથી ખાવા મંડી ગયો જો કે તેનો રોઝો છે, તો તેને યાદ દેવડાવવું જોઇએ કે નહિ?

જવાબ-અગર તે માણુસ રોઝામાં ગભરાઇ જાય એવો નથી તો બતાવી દેવું જોઇએ.

સવાલ-જો કે સ્ટેશન પર પાણી છે. પરંતુ આગગાડી ઉપડી જાય એવો સંભવ હોય તો તયમમુમથી નમાઝ જાયઝ છે કે નહિ ?

જવાબ-આગગાડી ઉપડી જશે એવો સંભવ હોય તો તે જાયઝ છે, પણ બહેતર એ છે કે ગાડી ઉપડયા પછી તયમમુમ કરી નમાઝ પઢે.

સવાલ-અગર કિબલો કઇ દિશાએ છે એ માલમ નહિ હોય તો કઇ તરફ મોં કરી નમાઝ પઢવી ?

જવાબ-ખૂબ ધારી ધારી [વીચારી]ને જે તરફ વધારે દિલ સાક્ષી આપે તે તરફ નમાઝ પઢવી જાયઝ છે.

સવાલ–છોકરીઓના કાનમાં કાણુ [બાંકુ] કરવું જાયઝ છે કે નહિ ?

જવાબ–કાનમાં બાંકા કરવા જાયઝ છે.

સવાલ–કોઇ ગેર ધર્મવાળો દાખલા તરીકે હિંદુ અથવા ખ્રિસ્તી વગેરે બીમાર હોય તો તેની તબીયત પુછવું જાયઝ છે કે નહિ ?

જવાબ–જાયઝ છે.

સવાલ–નિકાહની વેળાએ ખારેક લુંટાવે છે એ જાયઝ છે કે નહિ?

જવાબ–જાયઝ છે.

સવાલ–એક માણસે એક ઘર બે રૂપીઆ એક મહીનાનુ ભાડું લેખે રાખ્યું અને રીપેરીંગ પણ તેણે કબુલ કર્યું એ દુરસ્ત છે કે નહિ ?

જવાબ--એ દુરસ્ત નથી.

સવાલ–ધર્તિકંપ વખતે ઘરથી નીકળી મેદાન કે ચોગાનમાં જવું એ દુરસ્ત છે કે નહિ ?

જવાબ--જાયઝ છે.

સવાલ--જો રસ્તામાં સોય કે બદામ કંઇ પડેલું હોય તેને લઇ પોતાના કામમાં લેવું જાયઝ છે કે નહિ ?

જવાબ--એવી ચીજ જેની વિસાત કંઇ નહિ હોય તે વપરાશમાં લેવી જાયઝ છે.

